ગુજરાત આનામાળા સીરીઝ ૮ મી.

कोटश्च पाटलुणंच मूखं चिरुटं मेवच ।
हस्तस्य स्टिक पकडंत ढिचण पर्यंत धोतरम् ॥

કેશવ હ. શેઠ.

# રમૂજ-ગીતમાળા.


પ્રયોજક અને પ્રકાશક.

ગોર—અંબાલાલ છગનલાલ બ્હેરા.

શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્તા અને કેટલાંક માસીકોના લેખક.



વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.




આવૃતી ૧લી.

કિંમત. { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્દભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોને મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બ્હેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓથી અજ્ઞાત નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| વિજયા દશમી. | આપનો સ્નેહાધીન, |
| | ગોર અંબાલાલ છગનલાલ. |
| વડાગામ (મહિકાંઠા) | શીકા (સ્ટેટ ઇડર—મહિકાંઠા. ) |

# રમૂજ—ગીતમાળા.



## આન તાન અને હાસ્ય.

---

ઉંહૂ ઉંહૂ ઉંહૂ ઉંહૂ રડવું છોડી
સદા કરો સૌ હાહૂ હાહૂ હાહૂ— ૧

હરતાં ફરતાં આનંદેથી
કરો નિરંતર હાહૂ હાહૂ હાહૂ— ૨

ખાતા પિતાં સુતાં બેસતાં
હર્ષ ધરી કરો હાહૂ હાહૂ હાહૂ— ૩

બળે ચિત્ત કદી મર્ણું થાય પણ
રોજ કરો સૌ હાહૂ હાહૂ હાહૂ— ૪

એજ વૈદ્ય છે એ ગુરૂ છે.
એજ રસીલુ હાહૂ હાહૂ હાહૂ— ૫

ભલે કરે બીજા એં-એં-એં
આપણ કરશું હાહૂ હાહૂ હાહૂ— ૬

(ગાનતાન કિન્નરી.)



# સંસાર આશકત વ્યક્તિની આત્મકથા.

What to there in the valu life half so delightfull as a wife when friendship love and-peace Combine to stamp the marriage bond divine.

આ ભવસાગરમાં સ્ત્રિ સરખી મોહક અને આનંદદાયક વસ્તુ બીજી કઇ છે વારૂ ? મૈત્રી, પ્રેમ અને સમાધાનની ઐકયતા થવાથી વિવાહ રૂપી પવિત્ર બંધનવડે સ્ત્રિ પુરૂષને બાંધી આપવા સરખી મજાહ બીજા કોઇમાં છે. એજ સ્વપ્નમાં એક સુંદરી દ્રષ્ટિ આગળ આવી ઉભી રહી અને હું અભાગીયો અંધકારમાં ડૂબેલો નિચેનું ગાયન ગાવા લાગ્યો. સંગીત અને વિલાપથી તે પ્રસન્ન થશે કે કેમ ?

## ☛ અરે મ્હને સ્વપ્નુ આવ્યું.

### આંખ વિનાનું અંધારૂં રે—( એ રાગ. )

બૈરી વિના ઘેર તાળુરે સદાય મ્હારે બૈરી વિના ઘેર તાળુ;
એ તો કર્મ વિનાનું અંધારૂ રે. સદાય મારે. ૧
કોઇ કહે છે લાલ ને લીલું, કોઇ દેખે છે રંગ રંગીલું;
મારે મન સબ કાળુ કાળુરે. સદાય મારે. ૨
વહેલો ઉઠું છું જ્યારે, દળવું પડે છે ત્યારે;
મારે હાથે વાસીદું વાળું વાળું રે; સદાય મારે. ૩
વાસણ માંજુ છું હાથે, પાણી લાવું છું માથે;

કપડાં ધોવાને કુવાનું થાળું થાળુરે. સદાય મારે. ૪
એવાં દુઃખ કોને કહીયે, લોકમાં વાંઢા કહેવાઇયે;
એ તો જીવતર થયું છે બાઇ ખાઇરે. સદાય મારે. ૫
રાતુ લુગડું ન ભાળું, કેને જોઇ મનવાળું;
ત્યાં તો કર્મ વિનાનું અંધારૂં રે. સદાય મારે. ૬
કપડાં ધોઇને હું તો જઇને કુવાપર સુતો;
ત્યાં એક સ્વપ્ન વિચિત્ર ભાળુ ભાળુરે. સદાય મારે. ૭
પાંચ દસ નાતિલા આવ્યા, પરણાવા બૈરી લાવ્યા;
મારૂં ભાગ્ય ભાળું ઉજમાળુ ઉજમાળુરે. સદાય મારે. ૮
નાતિલા કહે છે મને, આ બૈરી શોભે છે ત્હને;
ત્યાં તો ખુશી થઈ નિહાળુ નિહાળુરે. સદાય મારે. ૯
ત્યાંને ત્યાં રૂપિયા દીધા, ખુશી થઇ નાતિલે લીધા;
હવે તો લગ્ન તણી વાત ધારૂ ધારૂરે. સદાય મારે. ૧૦
અંતર મનસુબો કીધો, પરણવા લ્હાવ લીધો;
મને તો દુઃખનું મોં લાગ્યું કાળુ કાળુરે. સદાય મારે. ૧૧
બાલક બે ચાર થાશે, બાપા કહી બેસે પાસે;
એવા રંગ તરંગ મનમાં ધારૂંરે. સદાય મારે. ૧૨
લાલક આ જોડું મળીયું, હવે મ્હારૂં ભાગ્ય ફળીયું;
સ્વપ્નમાં ચિત્ર વિચિત્ર ભાળુ ભાળુરે. સદાય મારે. ૧૩
લગન લીધું છે જ્યારે, સોનાનો સુરજ મ્હારે;
હવે ઘોડાને એડી મારૂં મારૂંરે. સદાય મારે. ૧૪
ગોથું આવ્યું છે ભારી, ઉંઘ ઉડી ગઈ મ્હારી;
પડ્યો કુવામાં દેખું થાળું થાળું રે. સદાય મારે. ૧૫

પાંચ શેર પાણી પીધું જ્યાં, નાતિલા દેખું ક્યાંથી ત્યાં;
વૈરીને તો ક્યાંથી જ ભાળું ભાળુંરે. સદાય મારે. ૧૬
જળમય કુવોજ દેખું, ઉપર આકાશ પેખું;
ત્યાં તો દુઃખનું વાદળ કાળું કાળુંરે. સદાય મારે. ૧૭
હરિનું સ્મરણ સાચું, માયાનું બંધન કાચું;
હવે સ્વપ્નના સંભ્રમ ટાળું ટાળુંરે. સદાય મારે. ૧૮

સ્વપ્નાવસ્થામાં શું બન્યું, અફસોસ? એ પછી મેં બીજું સંગીત શરૂ કર્યું.

# પટેલની અમદાવાદની મુસાફરિ.

## અલ્યા અમદાવાદ હું જયો તો. ( રાગ. )

ત્યાંતો જોઇ જોઇ દંગ હું થયો તો, અલ્યા અમદાવાદ હું જયો તો.
ખુબ ખુશ ખુશ થઈ ભમ્યો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૧
ગુજરીમાં ગાજરને મૂળો ખાધો તો, અલ્યા અમદાવાદ હું જયો તો.
ત્યાંતો તરતજ તરસ્યો થયો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૨
પાંણીનો નળ મેં ખુબ તાંણ્યો તો, અલ્યા અમદાવાદ હું જયો તો.
પાંણી વગર રોઈ રોઈ જયો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૩
એક ગટરમાં પાંણી પી તરપત થયો તો, અલ્યા અમદાવાદ જયો તો;
એક શેઠીયાએ મને દીઠો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૪
અલ્યા? મૂરખ એ પાંણી પીવાય? એમ કહી મને ખુબ ઠોકયો તો;
અલ્યા અમદાવાદ હું જયો તો, ત્યાં તો જોઇ જોઇ દંગ હું થયો તો. ૫

માંણેકચોકમાં ભૂલો પડયો તો? એક મશીદમાં જઇ ચઢયો તો;
ત્યાં મીયાંનો માર ખાધો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૬
અલ્યા ગાડીની ડફફેટમાં આયો તો, ત્યાંથી અસ્પટાલમાં જયો તો;
મને મખમલને પાટે બાંધ્યો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૭
દહ દહાડે હું હાજો થ્યો તો, અલ્યા અમદાવાદ હું જયો તો;
ડાકટરે ધક્કો મારી કાઢયો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૮
પરભાર્યો ઇસ્ટેશણુ પર જયો તો, ટીકટ વગર ગાડીમાં પેઠો તો;
ત્યાં માસ્તરનો માર ખાયો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૯
ઝટપટ ઘર ભેળો હું થયો તો, છોરે કીધુ બાપા તું ચ્યાં જયો તો;
હું બોલીશ તો થાહે ફજેતો; એમ જાણી લ્યા, ગુપ ચુપર્યો તો. ૧૦
અલ્યા અમદાવાદ હું જયો તો, ત્યાં તો જોઈ જોઈ ડંગ હું થયો તો;
ગુજરીમાં ગાજરને મૂળો ખાધો તો, અલ્યા અમદાવાદ હું જયો તો. ૧૧

## ધોરીની ધુંસરીયે અણપલોટયુ આખલું.

(મનહર–છંદ.)

ધોરીની ધુંસરીએ આખલુ પલોટયા વિણુ,
જોડે તો શું થાય કાજ ધાર્યું હોય દીલમાં;
એમ કીધા થકી થાય ઉલટી ઉપાધી ભાઇ,
સારૂ એથી બેસી રે'વું હાથ જોડી સીમમાં— ૧

જોડે કદી જોર કરી તોડે રાશ ગેર કરી,
નાસે કૂદે પકડવા દોડધામ થાય છે;

ચાલે કદી થોડી વાર મારથા બની લાચાર,
ફાવે કદી લાગ ત્હોયે માથુ મારી જાય છે.— ૨

સાથે જોડયો ધોરી બીજો ત્હેને પણ અટકાવે,
દોડે તો તણાય પૂઠે આખલો હરામનો;
એકલુ જો હોય જોડયું અરધે માર્ગે જઈ,
નાશી છૂટી રઝળાવે કહોએ શું કામનો— ૩

અમે પણ ધુંસરી સંસારતણી કાંધ લીધી;
જેમ તેમ કાજ થાય જાણે હોય વેઠનું,
શુય ધારી સંસારનો ભાર મૂકયો મ્હારાપર,
કેવું કામ થશે હુથી કહોજી ? એ શેઠનું ?— ૪

મી. મણીશંકર ( સાણંદ. )

---

## નવા જમાનાનું ગપ્પાષ્ટક.

---

ગપ્પાષ્ટકં એવ ગપ્પાષ્ટકંમ્ હનુમંત એ તત્વ રામાયણમ્
હોટીલ મધ્યે ચાહા પિબતમ્ હિંદૂ મુસલમીનને ખ્રિસ્તમ્
ગપ્પાષ્ટકં કિમ્ ગપ્પાષ્ટકમ્ ઇટ ઇઝ એ નોટ ગપ્પાષ્ટકમ્ ૧

ધૂપદીપ નૈવેદ્યમાં ચીરૂટમ્ નૈવેદ્યમાં ચાલંતં બિસ્કુટમ્
ગપ્પાષ્ટકં કિંમ્ ગપ્પાષ્ટકમ્ ઇટ ઇઝ એ સચ્ચ સચ્ચાષ્ટકમ્ ૨

અરબી મૂસલમીનને તૂર્કતમ્ અનાર્ય ભાષા ચલી ચાલતમ્
વ્હેટ ઇઝ કેસા ગપ્પાષ્ટકમ્ ઇટ ઇઝએસચ્ચ સચ્ચાષ્ટકમ્ ૩

વૈષ્ણુવધર્મ ફોરમૂર્તિ મંડણુમ્ આર્યસમાજ ફોર મૂર્તિ ખંડણુમ્
ગપ્પાષ્ટકં કિંમ્ ગપ્પાષ્ટકમ્ હનૂમંત એ તત્વ રામાયણુમ્ ૪

હરામકે દ્રવ્ય મીલ જાવે તો ચપ ચપ ચપ્પા ચપાષ્ટકમ્
મફત કેરેલ મેં બેઠ જાવે તો ઝપ ઝપ ઝપ્પા ઝપાષ્ટકમ્ ૫

મફતકે દોસ્તોકી બડીબડી બાતાં ગપ ગપ ગપ્પા ગપાષ્ટકમ્
ગપાષ્ટકંમ્ કિંમ્ ગપાષ્ટકમ્ ઇટ ઇઝ એ સચ્ચ સચ્ચાષ્ટકમ્ ૬

સમ સીટ્સ આર ઓન હોર્સ ઉપરમ્
સમ યુસીઝટુ ગર્દભં ગર્દભમ્

કેટલાક બેસતં ઘોડા ઉપરમ્ કિતનેકસે ચાલતાં ગર્દભમ્
ઇટ ઇઝ કેસા ગપ્પાષ્ટકંમ્ ધેટ ઇઝ એ સચ્ચ સચ્ચાષ્ટકમ્ ૭

ટોપી મધ્યે રહેતાં મસ્તકમ્
પાટલૂનમેં કોન પહેરતં ધોતરમ્
નવા જમાનામાં નવાં નાટકમ્
સીનેમેટમેં ચૂંમ્બૂના ચૂંમ્બૂનમ્
ઇટ ઇઝ એ નવું ફેશ ને બલં
ગપ્પાષ્ટકમ્ કિમ ગપ્પાષ્ટકમ્
હનુમંત એ તત્વ રામાયણુમ્

# ગુજરાતી ભજન.

## ( ઠગ ભગતની વાતો. )

ભગત ભગતની વાતો એવી, ઠગત જગત એ હાચોસે;
ડુંગળી ખાય એ હાચોસે, મારે ડંગ એ હાચોસે.
ધોળુ તાંણે જે ટીલુ એતો કાચો સે ભાઇ કાચો છે!
હેતરમાં જઈ રીંગણાં ચોરે હાચો સે ભાઇ હાચો છે?
ઓડ હઠ્ઠ તીરથની જાતરા કરીને, આવે પાછો એ કાચોસે;
ગંગામાં જઇ માંછલૂ મારે, હાચોસે ભાઇ હાચોસે.
એવી ભગતની વાતોસે, ઠગ ભગતની વાતોસે;
ભગ ભગતની વાતોસે, વાતોસે વાતોસે વાતોસે.
સે સે સે ઇઇઇ ઇઇઇ ઇઇઇ
મોંઢે ન બોલૂં હુંતો હાથે ન ચીંધું, મારા ભાયલા હો ઓ ઓ?
ખાડામાં સે ખદબદીયું. ( બોધવચન ).

# મરાઠી હુંમ્મરી.

## જય નારાયણ-હરીનારાયણ.

જય ગોવર્ધન હરી હરી, જય વિટ્ઠોબા હરી હરી;
પૂંઢરી ડુંગળી હરી હરી, રીરીરી ઇઇઇ હોહોહો? ૧
કાંદેચી બાજી હરી હરી, ખાઉ ન આસે હરી હરી;

ભજ ગોવિંદા હરી હરી, તડાક તૂંબા હરી હરી. ૨
કાંદે વાડીત ગેલે હરી હરી, સોડેચી બાટલી હરી હરી;
ઘેઉ ન ઘેતલી હરી હરી, ફડાક ફોડલી હરી હરી. ૩
તડાક તૂટલી હરી હરી, ગોળી સૂટલી હરી હરી;
તોંન્ડાત લાગલી હરી હરી, હાય, પરમેશ્વરા હરી હરી. ૪
રીરીરી— ઇઇઇ— હોહોહો— ઓઓઓ?
ઓય દાદારે ઓય બાપારે, ઓય આઇરે ઓય માઇરે
લોહી નીગલે કાય કરૂ ન?
રીરીરી— ઇઇઇ— હોહોહો?

જય નારાયણ. ૫

---

# ભાંગ,ગાંજો, તમાકુ, અફીણ અને માજમની કોન્ફરન્સ.

( કવિત અથવા મનહર. )

**બીટીંગ**—વાત હું કહું છું એક, સાંભળજો રાખી ટેક.
કેફથી જ્યાં દૂર રહેવા લખ્યો રૂડો પાઠ છે;
દરિયા કિનારે મળ્યો કેફી ચીજોનો સમાજ,
ભાંગ તમાકુ અફીણુ માજમનો ઠાઠ છે. ૧

**ભાંગ**—વાતમાં તો વાત ક્હાડી ભાંગની જ્યાં લીલી વાડી,
રૂડી હું દીસુ છું કેવી મારી વલીયારીની ભાત છે;
કહેવાઉ છું ન.રિ જાતિ પણ નરને નચાવું,

સોબતથી એ શું જાણે દીન અને રાત છે. ૨
પહેલાં મને પીતાં પીતાં, લાગુ છું હું મીઠી મીઠી,
ખાંડનો પ્રભાવ એવો ઝેરી મારી જાત છે;
પ્રેતની પેઠેમ ખાધ, તાવ લાવું ધાઇ ધાઈ,
આળસ લાવીને રીબુ દેહમાં વિકાર છે. ૩
મૂરખ સમજે નહિ પીધે કમજોર થાશું,
મંદાગ્નિ મોહ ભ્રંમ એવાં દુઃખ સાત છે;
મગજ ભમાવું એનું જીવનું ઠેકાણું શેનું,
હિસ્ટીરીયા લાવું એવો મ્હારો અધિકાર છે. ૪
માજમ—સાંભળી માજમ બોલી ત્હારા ગુણુની તું ભોળી,
ત્હારા થકી અમારામાં ગુણ અગણીત છે;
ના કદી હું નથી કહેતી પીઓ! તેમ આવું વ્હેતી,
ચંડુલ કુંક્યામાં ત્હારી ખુવારીની રીત છે. ૫
ખલમાં મસાલો વાટી, ઘીમાં કાદવીને ચાટી,
ઉલટો ગુણુજ લાવું ગરમીની વાત છે;
મ્હારૂં મૂલ કેટલું છે કસ્તુરીના જેટલું છે,
ખરીદો છો મોંઘા મૂલે પૈસા તણી ઘાત છે. ૬
હોક્કો—બંન્નેની બડાઈ જાણી હોકકાએ જ્યાં નેળ તાણી,
ગડાકુના સ્વાદની ત્યાં વાત મૂકી દીધ છે;
સાંભળજો કેરી લોકો માનમાં હું મ્હોટો હોકકો,
અભણમાં મ્હારૂં માન ખાન પાન સિદ્ધ છે. ૭
નેળને મોઢામાં મૂકી ચલમને આગ ફુંકી,
પિએ છે જ્યાં સ્વાદ લાવી કાળજાની દાહ છે;

ધુમાડો બેસે છે જઇ કાળજુ કોરે છે તઇ,
ચાંદી પડે વ્યસનથી ત્હોયે તેનો ચાહ છે. ૮
બિડી—બિડી પણ મ્હારી બ્હેન તેને તો ઉઘાડું ચેન,
લોક મરજાદ મૂકી ભ્રષ્ટ કરનાર છે;
એકથી બીજાને મોઢે જઇને ધુમાડો ચોઢે,
તારાજ થવામાં જાણે પળની જો વાર છે. ૯
છીંકણી—છીંકણી સપાટો મારે છીંકના ઝપાટા ધારે,
મગજ હલકુ થાયે એવું ધારનાર છે;
નાના એવું સમજજો દાંત પોલા થાય એથી,
કપડાં બગાડે બહુ મલિનતાનો માર છે. ૧૦
કદી હોયે ટેવ ત્હોયે છીંકથી થાકીને મરો,
દુઃખ દૂર થાશે નહિ વાયુનો વિકાર છે;
કચરો મગજે ભરે ભીતરમાં દુ;ખ કરે,
વ્યસનની એવી વાત એનો એ ધિક્કાર છે. ૧૧
તમાકુ—ખાવામાં તમાકુ એવી રહેશે લાજ જેવી તેવી,
ખુણો શોધવાને જાવું એવો એ વ્યવહાર છે;
ફક્ત ફાયદોજ એક, પાંચ મિનિટનો ટેક,
આળસને અકકલની તમાકુનો બ્હાર છે. ૧૨
અફીણ—અંગથી ઉમંગ ધારી, અફીણની વાત ન્યારી,
કૃષ્ણરૂપ એનુ ત્હોયે કડવો આભાસ છે;
બાળકને ગુણકારી વ્યસનીને એથી ભરી,
વ્યસનમાં દીન દીન વૃદ્ધિનો વિકાસ છે. ૧૩
લાભ જોવો નહિ એમાં, રોગનું છે મૂળ ત્હેમાં,

નિતિ રીતી ભીતિ ભૂકી ક્રોધી કરનાર છે;
લક્ષમાં જો ન લેવાયે ક્રોધથી અધર્મ થાયે,
વ્યવહારની વાતમાં એ આડે આવનાર છે. ૧૪
છન્દ જેને પડયો એમાં જીવની ખુવારી ત્હેમાં,
શરીર પીડીત થાયે જ્વર લાવનાર છે;
ગરબડ સહેવાયે નહિ એક દિન જાયે નહિ,
કદી નહિ મળ્યું તો તો મરવાની વાર છે. ૧૫
નર, જરથી ખ્વાર વ્યસનોનો એ વ્યવહાર,
રોગ થાયે દુઃખ વાધે એવા બૂરા હાલ છે;
શિખામણુ સાર લેજો કેફથી તો દૂર રહેજો,
કાયાનું કલ્યાણુ અને શ્રીહરિનું વ્હાલ છે. ૧૬

---

## રૂપિયારામનું ભજન.

### ( ગઝલ. )

રૂપૈયારામની માળા, ફિરાવો યાર ખૂશ દીલે,
રૂપૈયારામના વિના, વદનના કોઇથી ખીલે; ૧
રૂપૈયારામની સેવા, બજાવો ને ચઢો ઘોડે,
રૂપૈયારામના વિના, ફરો અવની વગર જોડે. ૨
રૂપૈયારામ તો દેતા, મઝા આલમ મહીં સૌને,
રૂપૈયારામજી એતો, કીધા પાયમાલ છે કૈંને; ૩
રૂપૈયારામના જેવો, બીજો કોઇ દેવતા ક્યાં છે,
રૂપૈયારામ તો સૌનો, ખરેખર એક પિતા છે. ૪

રૂપૈયારામ વિના જે કોઇ, હશે તેની ફજેતી થૈ,
રૂપૈયારામ વિના જે કોઇ, હશે તેની અક્કલ પણ ગૈ; ૫
રૂપૈયારામથી બીજું, અવરના કોઈ હું પેખું,
રૂપૈયારામને જ્યાં ત્યાં, હઝુર હાઝર દગે દેખું. ૬
રૂપૈયારામજી તું તો, ખરેખર એક રક્ષણ છે,
રૂપૈયારામ તું મ્હારે, ખરેખર એક ભક્ષણ છે; ૭
રૂપૈયારામ દયા ધારી, કૃપા કરજે ગરીબોપર,
રૂપૈયારામ ગૃહસ્થીના, તમેછો એક મુરલીધર. ૮
રૂપૈયારામ ગૃહસ્થીમાં, બગીચાનો તું ગોટો છે,
રૂપૈયારામથી ભાઇ, કહોજી, કોણ મોટો છે; ૯
રૂપૈયારામજી ભાઇ, ન એ તું દીલમાં ભાસું,
અરે ઓ ભાઇ ત્હારાથી, ખરે "વિદ્વાન" મોટો છે. ૧૦

મી. મણીશંકર ( સાણંદ. )



## શેઠ નોકર ઉપર તડ્ફડાઈ ગયા.

શેઠનો મગજ તપી ગયો છે. સુઇ ગયા પણ ઉંઘ આવી નહી અને નોકર ઉપર તડ્ફડાઇ ગયા. અલ્યા રામા! હરામખ્ખોર–આમ આવ ?" એમ કહી શેઠે બૂમ મારી. રામો આવ્યો; અને નમૃતા પૂર્વક શેઠને કહેવા લાગ્યો;—

**कसे सेटजी!–निंदा नाहीं आली!–पवन ढालुं!—**

ત્યાં લટક–મટક કરતાં શેઠાણી આવ્યાં અને શેઠને કહેવા લાગ્ય તમે કોઈ રમૂજી વાત વાંચો પછી શેઠ દમ્મ દઇને ઉઠયા અને કબા ટમાંથી એક ચોપડી કાઢી વાંચવા માંડી; જેમ જેમ શેઠ ચોપડી વાંચતા ગયા તેમ તેમ પેલાં શેઠાણી–ખ્ખી;–ખ્ખી;–ખ્ખીને;–હીં હીં–હીં–હસતાંજ ગયાં અને તેમને ગલી પગી થઈ આવી. રામાએ આવી શેઠાણીને પકડી રાખ્યાં તોપણ હસવું બંધ રહ્યું નહી. જ્યારે શેઠે ચોપડી વાંચવી બંધ કરી ત્યારે જ શેઠાણી એક કળની માફક ચૂપ્પ થઇ ગયાં.




શ્રી "સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસ" માં શા. સાંકલચંદ હરીલાલે ...

પાચકુવા નવાદરવાજા—અમદાવાદ.